તબલીગ નં ૨૯ ૭૮૬



રસુલુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું છે કે:—

ખુદા જેના વિષે ભલાઈ ધારે છે તેને દીનમાં સમજ આપે છે.

# ઇસ્લામી તાલીમ

અથવા

# ચાલીસ હદીસ




ભાષાંતર કરી પ્રસિધ્ધ કર્તા:—

મોલવી હાજી અહમદ હાજી આરેફ અશરફ

નં. ૧૪૦ એડવર્ડ સ્ટ્રીટ, રંગુન.



આવૃતિ ૧, લી ] ઓકટોબર ૧૯૩૦ [ પ્રત ૧૦૦૦


મી૦ અબ્દુરરંહમાન બીન્ સુલેમાન હાજી સાહેબ તરફથી ભેટ

મફત ! મફત !! મફત !!!


[illegible] ગુજરાત [illegible] સુરત.

# જરૂરી બે બોલ.

સઘળા વખાણુ અને સર્વ સ્તુતિ અલ્લાહનેજ માટે છે અને દરૂદ તથા સલામ હઝરત મોહંમદ મુસ્તફા (સલ.) માટે, તેમની આલ માટે, સઘળા સહાબાઓ માટે, અને તમામ મુસલમાનો માટે છે.

એ પછી કમતરીન અહમદ બીન હાજી આરેફ અશરફ મુસલમાનોની ખીદમતમાં અરજ કરે છે કે દીની નાવાકેફીયતના લીધે મુસલમાનો ઇસ્લામી રોશનીથી દુર થઈ, બીદઅત અને ગુમરાહીમાં સપડાતા જાય છે. અને વળી કેટલાક પેટપુજું નામના મોલવીઓ, પોતાના પેટ ભરવાની ખાતર, મુસલમાનોમાં નાઈત્તેફાકીના બીજ રોપી, મુસલમાનોને આપસમાં લડાવી મારે છે, એવા વખતમાં રસુલેખુદા (સલ.) ના સહીહ હદીસોથી સાબેત થએલા ફરમાનો મુસલમાનો સુધી પહોંચાડવાની ખાસ જરૂરત છે.

મહાન બુઝુર્ગ હઝરત મોજદીદે અલ્ફેસાની (રહ.) એ નબી સાહેબના ૪૦ ફરમાનો જે સહીહ બુખારી અને સહીહ મુસ્લીમની રીવાયતોથી સાબેત છે, જમા કરેલા મારા જોવામાં આવ્યા, જેમાં તવહીદ અને રીસાલત, નમાઝ, રોઝા, ઝકાત અને હજ, તથા બીજી જરૂરી તાલીમનો સમાવેશ છે, જેનો ગુજરાતીમાં તરજુમો, માત્ર મુસલમાનોને ફાયદો પહોંચાડવાના હેતુથી, મેં કર્યો છે અને જરૂરી ખુલાસો પણ ફાયદામાં લખી જણાવ્યો છે.

ખુદાપાકથી ઉમેદ છે કે મારા આ અદના તરજુમાને કબુલ ફરમાવી, બાકોપ્યોગી કરે, અને મુસલમાનોને એનાથી ફેઝયાબ કરે, અને નબી (સલ.)ની હદીસોની ખીદમત કરવાની મને વધુ તોરીકે રફીક અતા કરે, આમીન.

આ રીસાલો છપાવવાનો બધો ખરચ મારા મીત્ર મી૦ અબ્દુ રેહમાન બીન સુલેમાન હાજી સાહેબે આપ્યો છે, માટે વાંચક સાહેબોથી નમ્ર વિનંતી કે મારા અને છપાવનાર સાહેબના હકમાં દુઆએ ખેર ફરમાવે.

લી. ખાકસાર, **અહમદ હાજી આરેફ અશરફ, રાંદેરી.**
(અલ્લાહ તેની અને તેના માબાપની મગફેરત ફરમાવે.)

રગુન તા. ૧૦-૯-૩૦ મુતાબેક તારીખ ૧૬ રબીઉસ્સાની સને ૧૩૪૯ હી.

بسم الله الرحمن الرحيم
نحمده ونصلي على رسوله الكريم

# ઈસ્લામી તાલીમ

( ૧ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઉમર બીન ખત્તાબ (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે અમલોનો દારોમદાર (આધાર) નીય્યતો પર છે. દરેક માણુસ માટે તેજ છે જે તેણે નીય્યત કીધી હોય; જે માણુસની નીય્યત હીજરત કરવાની ખુદા પાક અને તેના રસુલ ( સ. અ. વ. ) માટે હશે, તો તેની નીય્યત ખુદા અને રસુલ ( સ. અ. વ. ) માટેજ ગણુાશે; અને જો કોઇ માણુસની નીય્યત હીજરત કરવાની દુન્યા માટે હશે કે દુન્યા હાસીલ કરે અથવા કોઈ ઓરત તરફ હીજરત કરે કે તેના સાથે નીકાહ કરવા ઈચ્છતો હોય, તો તેવા માણુસની હીજરત જે નીય્યતથી હશે, તેવીજ નીય્યત ખુદા પાકના નજદીક ગણુાશે. ફાયદો–દરેક ઈમાનવાલાને જે કે આખેરતનો તલબગાર હોય, આ વાતની ખાસ જરૂરત છે કે પોતાના દરેક દીની તથા દુન્યવી કામોમાં સર્વથી પહેલાં પોતાની નીય્યત ખાલીસ અલ્લાહનેજ માટે રાખે, કારણુ કે સરવે અમલોનો આધાર નીય્યત પર છે, એટલે જાહેરમાં કોઈ પણુ અમલ મોટો નેક કેમ ન હોય. પણુ જ્યાં સુધી નીય્યત ખાલીસ ન હોય, ત્યાં સુધી બે ફાયદા છે. મતલબ એ કે માણુસ પોતાના દરેક કામમાં ખુદા પાક અને તેના હબીબે પાક ( સ. અ. વ. ) ની ખુશનુદી તથા રઝામંદીની નીય્યત રાખે તો તે કામમાં ઘણી બરકત અને લાભ છે.

( ૨ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઈબ્ને ઉમર (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે ઇસ્લામની પાંચ બીનાઓ છે. ગવાહી આપવી કે અલ્લાહ એક છે, તેના સીવાય બીજો કોઈ એબાદતને લાયક નથી અને હઝરત મોહંમદ ( સ. અ. વ. ) સાહેબ અલ્લાહના બંદા અને રસુલ છે, અને નમાઝ પઢવી તથા ઝકાત આપવી તથા હજ કરવી, અને રમજાન શરીફના રોઝા રાખવા.

( ૩ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરા ( રદી ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે ઈમાનની સીત્તેરથી વધુ શાખાઓ છે

તેમાંથી અફઝલ "લાએલાહા ઇલિલ્લાહ" પઢવું છે અને તેમાંથી કમતી દરજ્જાવાળી શાખા માર્ગ પરથી કોઇ તકલીફ દેનાર ચીઝને દુર કરી દેવી, અને હયા (શરમ) પણ ઇમાનની એક શાખ છે.

( ૪ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અનસ (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે તમારામાંથી કોઈ પાકો મોમીન નહિ થઈ શકતો, જયાં સુધી તે મને ( નબી સાહેબને ) પોતાના બાપ, તથા ઓલાદ અને સરવે લોકોથી વધુ મહબુબ નહિ જાણે,

( ૫ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અનસ (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે ત્રણ ચીજો જે માણુસમાં હશે, તે ઈમાનની ચાસણી ( મીઠાસ ) ચાખશે. તે માણુસ જે સર્વથી ખુદા અને રસુલને મહબુબ જાણે. બીજો તે માણુસ જે કોઇ સાથે મોહબ્બત કરે તો ખાસ ખુદાનેજ માટે મોહબ્બત કરે. ત્રીજો તે માણુસ જે ઇસ્લામમાં દાખલ થયા પછી કુફરમાં જવું એવું બુરૂં સમજે, જેમકે આગમાં પડવાને બુરૂ સમજે છે.

( ૬ ) બુખારી તથા મુસ્લિમમાં હઝરત મોઆઝ (રદી.) થી રીવાયત છે કે (મોઆઝ કહે છે) હું નબી સાહેબ સાથે એક ગધેડા પર સવાર હતો અને મારા તથા નબી સાહેબના વચ્ચે ઉંટના કજાવાની એક લાકડીનો ફાસલો હતો, તે વખતે નબી સાહેબે ફરમાવ્યું કે ઓ મોઆઝ, તમો જાણો છો કે ખુદા પાકનું પોતાના બંદાઓ પર શું હક છે, અને બંદાઓનો હક ખુદાપાક પર શું છે ? ત્યારે મેં (હઝરત મોઆઝે) અરજ કરી કે અલ્લાહ અને તેના રસુલ (સ. અ. વ.) સારી રીતે (ખુબ) જાણે છે, ત્યારે નબી સાહેબે ફરમાવ્યું કે અલ્લાહનું હક બંદાઓ પર એ છે કે તેઓ ખુદાપાકની બંદગી એબાદત કરે અને અલ્લાહ સાથે કોઇને શરીક ( સાજી ) ન કરે અને બંદાઓનું હક અલ્લાહપર એ છે કે જે બંદાએ ખુદા પાક સાથે શીર્ક ન કરયો હોય તેને ( સજા ) અઝાબ ન આપે. જ્યારે હઝરત મોઆઝે પુછ્યું ઓ નબી સાહેબ શું આ વાતની ખુશ ખબરી ( બશારત ) લોકોને નહિ આપું ? ત્યારે નબી સાહેબે ફરમાવ્યું કે આ વાતની ખુશખબરી લોકોને ન આપો, કારણ કે લોકે ભરોસો કરી બેસી જશે અને સારા કામો ( આમાલે સાલેહા ) કરવામાં સુસ્તી કરશે.

( ૭ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત એબાદા બીન સામેત ( રદી )થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણુસ ગવાહી આપે કે અલ્લાહ સોવાય કોઈ એબાદતને લાયક નથી, ખુદા એક છે, તેનો કોઈ શરીક (સાજી) નથી અને ગવાહી આપે કે હઝરત મોહંમદ ( સ. અ. વ. ) અલ્લાહના બંદા

અને રસુલ છે, અને હઝરત ઇસા ( અલય હીસ્સલામ ) અલ્લાહના બંદા અને રસુલ છે, અને અલ્લાહની બંદીના દીકરા છે. અને કલેમએ ખુદા છે, કે જે ખુદા પાકે મરયમ પર નાખ્યો, અને ખુદાની રૂહ છે; અને આ વાતની પણ ગવાહી આપે કે જન્નત હક છે અને દોઝખ હક છે, તો તે માણસ જેવા અમલવાલો હશે, ખુદા પાક તેને જન્નતમાં દાખેલ કરશે.

( ૮ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરા ( રદી ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે સાત ચીજો ( વસ્તુઓ ) માણસને બરબાદ અને હલાક કરનારી છે, તેનાથી બચો ( દુર રહો ) ત્યારે સહાબા ( રદી ) એ અરજ કરી કે ઓ નબી સાહેબ તે કઇ ચીજો છે. આપ ( સલ ) એ ફરમાવ્યું કે અલ્લાહ સાથે કોઇને શરીક કરવો, અને જાદુ કરવું, અને જેનું ખુન ખુદાએ હરામ કર્યું હોય, તેને નાહક કતલ કરવો, અને વ્યાજ ખાવું, અને યતીમનો માલ ખાવો, અને જેહાદથી નાસી જવું અને ઇમાનવાલી પાકદામન ઓરતો પર તોહમત મુકવી.

( ૯ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુહોરયરા ( રદી ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે મારી ઉમ્મત ઉપરથી તે વાતો માફ કરી દીધી છે કે જે તે લોકોના દીલમાં ખ્યાલ (વસવસા) આવે છે, જ્યાં સુધી તેના ઉપર અમલ ન કરે અથવા ઝબાનથી ન કહે. ફાયદો– એટલે બુરા કામનો જે ખતરો દીલમાં આવે તે માફ છે, પણ જો તેને મોંઢથી કહે અથવા તેવું કરે તો ગુનોહ સીદ્ધ થાય છે.

( ૧૦ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત સહલ બીન સઅદ (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે બંદો દોઝખના કામ કરે છે ને તે જન્નતી થાય છે, અને જન્નતના કામ કરે છે ને તે દોઝખી થાય છે; અને અમલોનો આધાર ખાતેમા પર છે.

( ૧૧ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત આએશા (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ એવી વાત કાઢે કે દીનમાં ન હોય તો, તે મરદુદ છે. ફાયદો–એટલે જે વાત કુરાઆન, હદીસ, ઇજમાએ ઉમ્મત અને કયાસે શરઇથી સાબીત ન હોય, અને તેને સવાબ સમજી કરવામાં આવે તેને બીદઅત (ગુમરાહી) કહે છે, જેમકે પાકી કબર બનાવવી, કબરો પર ગુમ્બજ બનાવવા, બુઝુરગોનો ઓરસ કરવો, કબરો પર રોશની કરવી, તાજીયા બનાવવા, ઓલેયાની માનતા લેવી, તથા ઝુંડા, નીશાન ઉભા કરવા, શરીઅત વિરૂધ્ધ અને ગુમરાહી છે. હકતઆલા મુસલમાનોને એવા શીર્ક અને બીદઅતના કામોથી બચાવે.

(૧૨) બુખારી તથા મુસ્લીમમાં હઝરત મોઆઝ (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે અલ્લાહ જેના સાથે ભલાઈ ઇચ્છે છે તેને દીનમા સારી સમજ આપે છે, અને હું તો વહેંચવા વાલો છું—અને ખુદા પાક આપે છે.

(૧૩) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઉસ્માન ગની (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ વઝુ કરે તેના ગુનાહ આખા બદનથી નીકળી જાય છે. એટલે સુધી કે નખોના નીચેથી ગુનાહો નીકળી દુર થઈ જાય છે. ફાયદો—એટલે વઝુની સુન્નતો તેમજ મુસ્તહબ્બાતની પુરી પાબનદી કરે. આલીમોએ લખ્યું છે કે હદીસોથી સાફ સીદ્ધ થાય છે કે સીગીરા (નાના) ગુનાહો માફ થઇ જાય છે અને કબીરા ગુનાહ (મોટા ગુનાહ) માફ થવાનો પણ સંભવ છે કે હકતઆલા માફ કરી દે. ખુદાની કુદરત મોટી છે.

(૧૪) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરા (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ હદસ કરે એટલે બે વઝુ હોય, તેની નમાઝ કબુલ થતી નથી, જયાં સુધી ત વઝુ કરે નહિ.

(૧૫) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અનસ (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જ્યારે તમારામાંથી કોઇ જાજરૂ (ટટ્ટી)માં જાય ત્યારે અંદર દાખેલ થવા પહેલાં આ દુઆ પઢેઃ—"અલ્લા હુમ્મા ઈન્ની અઊઝો બેકા મીનલ ખોબોસે વલ ખબાએસ," અર્થાત ઓ અલ્લાહ હું નજાસતો અને નાપાક ચીઝોથી તારી પનાહ માંગું છું.

(૧૬) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરાથી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે અગર હું મારી ઉમ્મત પર મશકકત (ભારે બોજ) નહિ જાણતે તો જરૂર એ લોકો પર ઈશાની નમાઝ તાખીર (મોડે)થી પઢવાનો અને દરેક નમાઝના વખતે મિસ્વાક (દાંતણ) કરવાને હુકમ કરતે.

(૧૭) બુખારી તથા મુસ્લીમમાં હઝરત આએશા (રદી)થી રીવાયત છે કે તેવણે ફરમાવ્યું કે નબી સાહેબ પોતાના દરેક કામમાં, જ્યાંસુધી બની શકતું, સીધી તરફથી કામ શરૂ કરતા હતા, અહિં સુધી કે પોતાની તહારત તથા બાલોની કંગઈ કરવામાં અને જોડા પહેરવામાં પણ.

(૧૮) બુખારી તથા મુસ્લીમમાં હઝરત આએશા (રદી) થી રીવાયત છે કે તેવણે ફરમાવ્યું કે નબી સાહેબ જયારે જનાબતનું ગુસલ કરતા તો પહેલા પોતાના બને હાથ ધોતા, પછી નમાઝ માટે જેવું વઝુ ફરમાવતા હતા તેવું વઝુ કરતા, પછી પોતાની આંગળીઓ પાણીમાં નાખી પોતાના બાલોની

જડોમાં ખીલાલ કરતા, પછી પોતાના માથા પર બને હાથથી ત્રણવાર પાણી લઇ નાખતા, પછી પોતાના આખા બદન પર પાણી નાખતા હતા.

( ૧૯ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત આએશા (રદી)થી રીવાયત છે કે તેવણે ફરમાવ્યું કે નબી સાહેબને જયારે ગુસલની જરૂર હોતી. અને તેજ વખતે આપ ( સ. અ. વ. ) ખાવું ખાવા અથવા સુવા માટે ઇરાદો રાખતા તો વઝુ ફરમાવતા, જેવું નમાઝ માટે કરતા હતા.

( ૨૦ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઉમર (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે તમારામાંથી કોઈ જુમ્માની નમાઝ માટે જાય તો ગુસલ કરે. ફાયદો–જુમ્માને દિવસે ગુસલ કરવાની ઘણી તાકીદ અને ફઝીલત હદીસ શરીફમાં વારેદ થઇ છે. કેટલાક આલેમોનો મત છે કે જુમ્માના દિવસે ગુસલ વાજેબ છે, પણ ઘણા ખરા આલેમોના નઝદીક સુન્નત છે.

( ૨૧ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરા (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે બતાવો કોઇના દરવાજા આગળ નહેર હોય અને તે માણસ દરરોજ તે નહેરમાં ગુસલ કરે તો તેના બદન પર કંઈ મેલ રહેશે? ત્યારે જવાબમાં સહાબા ( રદી ) એ અરજ કરી કે નહિ. તે માણસના બદન પર કોઇ તરેહનો મેલ કે ગંદકી બાકી રહેશે નહિ. ત્યારે આપ (સલ) એ ફરમાવ્યું કે એજ હાલ પાંચ વખતની નમાઝોનો છે. ખુદાપાક નમાઝના સબબે ગુનાહોને દુર કરે છે.

( ૨૨ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઇબ્ને ઉમર ( રદી ) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસની અસરની નમાઝ કઝા થઈ જાય, તેને એમ સમજવું જોઈએ કે તેનું કુટુંબ અને માલ સરવે તબાહ થઈ ગયું.

( ૨૩ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ મુસા (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ સખત સરદીના બે વખતમાં નમાઝ પઢશે, તે જન્નતમાં દાખેલ થશે. ફાયદો–મતલબ એ કે ઇશા અને સવારની નમાઝ સરદીની મોસમમાં બરોબર પઢતો રહેશે તેને ખુદા પાક જન્નત અદા કરશે.

( ૨૪ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ કતાદા (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જ્યારે તમારામાંથી કોઇ માણસ મસજીદમાં જાય તો બે રકાત નમાઝ (તહીયતુલ મસજીદ) બેસવા પહેલાં પઢે.

(૨૫) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અનસ (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે મસજીદમાં થુકવું ગુનોહ છે અને તેનો કફ્ફારો એ કે તેને દફન કરી દીએ. ફાયદો–મતલબ એ કે મસજીદ કાચી હોય તો ત્યાં માટીને જરા ખોટી દબાવી આપે અને મસજીદ પાકી હોય તો ત્યાં થુકે નહિ અને જો થુંકયો હોય તો તે જગ્યાને સાફ કરી આપે.

(૨૬) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઇબ્ને ઉમર (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યુ કે જમાઅતથી અદા કરેલી નમાઝ એકલાં નમાઝ પઢવા કરતાં સત્તાવીસ ઘણી વધુ ફઝીલત રાખે છે. ફાયદો–જાણવું જોઈએ કે જમાઅતથી નમાઝ અદા કરવી સુન્નતે મોઅકકેદા છે બલકે કેટલાક આલેમોના મત મુજબ વાજીબ છે. જમાઅતની તાકીદ અને ફઝીલત વીસે હદીસ શરીફના મુબારક પાનાઓ ભરપુર છે. નબી (સલ) સાહેબે જમાઅતને કદી છોડી નહિ. એટલે સુધી કે બીમારીની હાલતમાં જ્યારે આપ (સલ.) કમજોરીને લીધે ચાલી શકતા ન હતા છતાં બે માણસના ટેકા (સહારા) થી મસજીદમાં તશરીફ લઈ જતા અને જમાઅતથી નમાઝ અદા ફરમાવતા. જમાઅતથી નમાઝ નહિ પઢનાર પર આપ (સલ) ઘણાંજ નારાઝ અને ગુસ્સે થતા અને સખતમાં સખત સજા કરવાને ઇરાદો ફરમાવતા, જેમકે મુસ્લીમ શરીફની એક રીવાયતમાં છે કે નબી સાહેબે ફરમાવ્યું જો મને નાના બચ્ચાં અને ઓરતોનો ખ્યાલ ન હતે તો હું એશાની નમાઝમાં મશગુલ થતે અને ખાદેમોને હુકમ કરતે કે જમાઅતથી નમાઝ નહિ પઢનારાઓને તેઓના ઘરબાર અને માલ અસબાબ સાથે બાળી નાખે.

(૨૭) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઇબ્ને ઉમર (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણસ સરદી અથવા વરસાદ વાલી રાતના અઝાન કહે, તે ઉંચા અવાઝથી લોકોને ખબર કરે કે ઓ–લોકો તમારા ઘરોમાં નમાઝ પડી લીયો. ફાયદો–મતલબ કે સરદી અથવા વરસાદ રાતના વખતે સખત હોય, અને જાનનો ખોફ હોય, તો લોકોમાં ખબર કરી દે કે તમારા ઘરોમાં નમાઝ અદા કરી લીયો. જરા સરદી કે થોડા વરસાદમાં એમ કરવું જોઈએ નહિ. જો વગર ઉજરથી એમ કરશે તો ગુનેહગાર થશે.

(૨૮) બુખારી તથા મુસ્લીમમાં હઝરત મોગીરા (રદી) થી રીવાયત છે કે તેવણે ફરમાવ્યું કે નબી સાહેબ એક રાતના નમાઝ પઢવા ઉભા થયા અને એટલી વાર આપ (સલ) ઉભા રહયા કે પગ મુબારક પર વરમ ચઢી આવ્યા, ત્યારે સહાબા (રદી)ઓએ અરજ કરી કે આપ (સલ) એમ શા

માટે કરો છો, કેમકે આપ (સલ) ના તો આગલા અને પાછલા ગુનાહો બખસી દેવામાં આવ્યા છે. ત્યારે નબી સાહેબે ફરમાવ્યું કે ખુદાએ પાકની આ મોટી નેઅમતના બદલામાં હું શુકર ગુજાર બંદો નહિ બનું ?

(૨૯) બુખારી તથા મુસ્લીમમાં હઝરત આએશા (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે ખુદા પાકના નજદીક વધારે મહબુબ તે અમલ છે જેના ઉપર હંમેશગી કરવામાં આવે, અગરચેતે અમલ થોડો હોય.

(૩૦) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરા (રદી) થી રીવાયત છે કે મને મારા જાની દોસ્ત નબી સાહેબે ત્રણ ચીઝોની વસીય્યત કીધી હતી કે દરેક મહિનામાં ત્રણ રોઝા રાખવા, અને બે રકાત ચાશતની નમાઝ પઢવી, અને સુવા પહેલાં વીતરની નમાઝ પઢી લેવી. ફાયદો-દરેક મહીનાની તા. ૧૩, ૧૪, ૧૫ ના રોઝાને "અય્યામે બીઝ" પણ કહે છે. જે માણસ તહજ્જુદની નમાઝ માટે ઉઠતો હોય અને પોતાની ઉંઘ પર કાબુ રાખતો હોય, તેને માટે બેહતર એ છે કે તહજ્જુદની નમાઝ બાદ વીતર પઢે.

(૩૧) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઉમ્મેહાની (રદી) થી રીવાયત છે કે નબી સાહેબ ફતેહ મકકાના દિવસે મારે (ઉમ્મે હાનીના) ઘેર તશરીફ લાવ્યા અને ત્યાં ગુસલ ફરમાવ્યું, અને આપે (સલ) આઠ રકાત નમાઝ પઢી. ઉમ્મેહાની કહે છે કે મેં આપને એનાથી હલકી નમાઝ પઢતા કદી જોયા નહિ. ફકત આપ રૂકુઅ ને સીજદા પુરા કરતા હતા, અને બીજી એક રીવાયતમાં ઉમ્મેહાનીએ કહયું છે કે એ નમાઝ ચાશતની હતી. ફાયદો-મતલબ કે આપે કીરાઅત લાંબી પઢી નહિ. વળી જાણવું જોઇએ કે ચાશત ( પોહોર દહાડો ચઢા )ની નમાઝ મુસ્તહબ છે. જોઈએ બે રકાત પઢે અથવા ચાર રકાત પઢે અથવા ચારથી વધુ પઢે. તબરાનીની એક હદીસમાં બાર રકાત પણ મનકુલ થઇ છે. એ નમાઝનો વખત સુરજ બરાબર રોશન થયા પછીથી સુરજના ઝવાલ થવા પહેલાં સુધી રહે છે.

( ૩૨ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અનસ (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે હજ્જતુલ વેદાઅ, જતી વખતે મદીના શરીફમાં ઝોહોરની ચાર રકાત નમાઝ પઢી, અને ઝુલ હોલયફાહમાં પહોંચી અસરની બે રકાત નમાઝ (કસર) પઢી.

( ૩૩ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઈબ્ને ઉમર (રદી)થી રીવાયત છે કે નબી સાહેબ સફરમાં પોતાની સવારી પર નમાઝ પઢતા હતા. સવારી જે તરફ જતી હોય તે તરફ આપ મોંઢુ રાખતા હતા. ફરઝ નમાઝ સીવાય

રાતની નમાઝ એવીજ રીતે પઢતા હતા, અને વીતર પણ સવારી પર પઢતા. ફાયદો–હનફી મઝહબનો અમલ એના વીરૂદ્ધ છે. હનફીયો કહે છે કે નફીલ નમાઝ સિવાય સવારી પર બીજી કોઇ નમાઝ પઢવી દુરૂસ્ત નથી. વીતર માટે પણ સવારી પરથી નીચે ઉતરવું જોઇએ, હનફીયો પાસે પણ સનદમાં સહીહ હદીસો મોજુદ છે. હનફી મઝહબમાં વીતરની ત્રણ રકાત વાજીબ છે.

(૩૪) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અનસ (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે કાલા રંગના સીંગડાવાલા બે દુંબા (મેંઢા)ની કુરબાની આપી. અને પોતાના હાથે તેમને ઝુબહ કર્યા અને બીસમીલ્લાહ તથા તકબીર પઢી. હઝરત અનસ કહે છે કે મેં નબી સાહેબને જોયા કે આપે પોતાનો પગ તે દુંબાઓના રૂખસાર (ગાલ) પર રાખી બીસ્મીલ્લાહે વલ્લાહો અકબર પઢતા હતા.

(૩૫) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરા (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે મુસલમાનના મુસલમાન પર પાંચ હકો છે. (૧) સલામનો જવાબ આપવો. (૨) બીમારની બીમાર પુરસી (એયાદત) કરવી. (૩) જનાઝા સાથે જવું. (૪) દાવત કબુલ કરવી, અને (૫) છીંકવા-વાલાનો જવાબ આપવો. ફાયદો—છીંકવાવાલો અગર "અલહમ્દો લીલ્લાહ' કહે તો જવાબ "યરહમો કલ્લાહ" આપવો.

(૩૬) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ સઇદ ખુદરી (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જ્યારે કોઈ મુસલમાનને તકલીફ અથવા મુસીબત કે દરદ અને આફત તથા રંજ અને ગમ પહોંચે છે અહિં સુધી કે અગર કાંટોબી ચુબે છે તો ખુદાપાક તેના સબબથી મુસલમાનના ગુનાહ માફ ફરમાવે છે.

(૩૭) બુખારી તથા મુસ્લીમમાં હઝરત આએશા (રદી) થી રીવાયત છે કે તેવણે ફરમાવ્યું કે નબી સાહેબથી વધારે કોઈ પર મેં મુસીબત અને તકલીફ જોઇ નહિ.

(૩૮) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ હોરયરા (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે શહીદો પાંચ તરેહના છે. (૧) જે તાઉન (પલેગ)માં મરે, (૨) જે પેટની બીમારી (કોલેરા)માં મરે (૩) જે ડુબીને મરે, (૪) જે કોઈ ચીજમાં દબાઇને મરે, અને (૫) જે ખુદાના રસ્તામાં કતલ થાય.

(૩૯) બુખારી તથા મુસ્લીમમાં હઝરત અબુ સઇદ ખુદરી (રદી) થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યું કે જે માણુસ એક દિવસ પણ ખાસ

અલ્લાહને માટે રોઝો રાખે છે, તેના ચહેરા ( મોંઢા ) ને ખુદા પાક સીત્તેર વરસ જેટલી દૂરી દોઝખની આગથી કરી આપે છે.

( ૪૦ ) બુખારી તથા મુસ્લીમમાં હઝરત ઇબ્ને અબ્બાસ ( રદી ) થી રીવાયત છે કે નબી સાહેબ જ્યારે મક્કા શરીફથી મદીના શરીફ હીજરત કરી તશરીફ લાવ્યા તો આપ ( સલ ) એ યહુદીઓને જોયા કે આશુરાના દિવસે ( મોહર્રમની દસમી તારીખે ) રોઝા રાખે છે. ત્યારે નબી સાહેબે તેઓને પુછયું કે એ કેવો દિવસ છે જેમાં તમો રોઝા રાખો છો, તો યહુદીઓએ કહ્યુ કે એ ઘણો મોટો દિવસ છે કે ખુદા પાકે હઝરત મુસા નબી અને તેમની કોમને એજ દિવસે નજાત ( છુટકારો ) આપ્યો અને ફીરઓન અને તેની કોમને એજ દિવસે ડુબાવ્યા, જેના લીધે હઝરત મુસાએ શુકરીઓ અદા કરવા એ દિવસે રોઝો રાખ્યો હતો, માટે હમો પણ એજ દિવસે રોઝો રાખીએ છીએ. ત્યારે નબી સાહેબે ફરમાવ્યું કે હમો તમારા કરતાં વધુ હઝરત મુસાના કરીબ અને હકદાર છીએ, જેથી આપ (સલ) એ આશુરાના દિવસે રોઝો રાખ્યો અને લોકોને પણ હુકમ કર્યો. ફાયદો—આશુરાનો રોઝો રમઝાનના રોઝા ફરજ થવા પહેલાં ફરઝ હતો. હવે આશુરાનો રોઝો નફીલના દરજ્જામાં છે અને બીજી હદીસથી એની ઘણીજ ફઝીલત સાબીત થાય છે, જેમકે મુસ્લીમ શરીફમાં હઝરત અબુ કતાદા (રદી)થી રીવાયત છે કે નબી સાહેબે ફરમાવ્યુ કે આશુરા (દસમી મોહર્રમ) નો રોઝો હુ ધારૂ છુ અલ્લાહથી કે તે એક વરસના આગલાનો કફ્ફારો છે.



